# ગુલઝાર

યાને

# કજોડાંનું ભોપાળું

એક રસીલી વાર્તા.

દ્રષ્ટા,
એક પ્રવાસી

પ્રકાશક.
વસંતલાલ ઉર્ફે ઝીણાભાઇ ડી. નાયક.
અધ્રામા.

વિક્રમાર્ક ૧૯૬૦; ઇસ્વી. ૧૯૦૪.

અમદાવાદ.
ધી યુનીયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની 'લીમીટેડ'માં છાપી,

મુલ્ય ૪ આના.

શું જ કરૂં રે હું સાસરે જઇ? માત તું શિદ સંતાપે રે ?
જોઇ કજોડું ભુંડું ભડભાડ હું તો બળી રહી છું જ આપે રે.

*   *   *   *   *

મારો બધો ભવબાળી મૂક્યો, જીવતિ મને મુકી બાળી રે:
કાંઇ ન જોયું કાંઇ ન વિચાર્યું કલકલ ન કરો ખાલી રે.

*   *   *   *   *

પૈસા ઉપર શું પૂળો મૂકું? કુળને કહો શું કુટું રે?
છોકી નથી પણ થાકીઓ માડી, શું કહું ભાગ્ય જ ફુટયું રે.

*   *   *   *   *

(નવલ ગ્રંથાવળી.)

# અર્પણ પત્રીકા.



સદ્દગુણસંપન્ન,

રા. રા. ભગવાનજી ગોવીંદજી દેશાઇ

આ. પટેલ.

અગ્રામા.

ઉછરતા લેખકોને યથાઘટીત ઉત્તજન આપવાની આપની ઉદારતા, ઉચ્ચાધીકારી હોવા છતાં સાદાઇ, વિવેક, નમૃતા, પ્રમાણીકપણું તથા પ્રસંગમાં આવતા મનુષ્યો પ્રત્યે સ્નેહભાવ દર્શાવવા જેવા અનેક સદ્દગુણો નિહાળી આ લઘુ પુસ્તક આપને અર્પણ કરૂ છું તે કૃપાવડે સ્વિકારી ઉપકૃત કરશો.

લી. આભારી,

વસંતલાલ ડી. નાયક,

પ્રકાશક.

# પ્રસ્તાવના.

---

પ્રત્યેક પુસ્તકને પ્રસ્તાવનાની આવશ્યકતા છે, પછી તે નાનું હોય વા મોટું. કારણ કે તે દ્વારા પુસ્તકના સંબંધમાં કેટલીક અંગત માહીતી મળી શકે છે, એ તદર્થે આ પુસ્તકને પણ પ્રસ્તાવના વડે પરી શોભિત કરવા પ્રવૃત્તિ કરી છે.

કાળની બલીહારી છે. એક સમય એવો પણ હતો કે જ્યારે આ સમગ્ર ભારત ભુમિ પર યોગ્ય વય તેમજ ગુણાલંકૃત દંપતીઓ વિવાહીત થઇ સુખ ચેનથી વિચરતાં હતાં; હમણાં એવો પણ સમય પ્રવર્ત્યો છે કે એજ પવિત્ર ભુમિપર બાળલગ્ન અને વ્યર્થ કુળ મોટપતાના દંભનાં પ્રતિફળરૂપ અનેકાનેક કજોડાં ઉદ્દભવે છે. કજોડાંની વ્યાખ્યામાં માત્ર

વચનનાં જ કજોડાંનો સમાવેશ થતો નથી. પણ ગુણ, ચાતુર્ય અને બુદ્ધિનાં પણ કજોડાં હોય છે. 'પ્રવાસી' પ્રણીત આ 'ગુલઝાર'માં વર્ણુવાયલી વસ્તુ પરથી એવુંજ કાંઇક અનુ-માન થઇ શકે છે. 'પ્રવાસી'ના શબ્દાનુસાર આ વાર્તા કેટલેક અંશે સત્ય છે. પ્રતીતિમાં 'પ્રવાસી'નો નિજ અનુભવ છે. એ ઉપરથી લોકો રૂડું દ્રષ્ટાંત લે આમ ધારી પુસ્તકરૂપે પ્રકાશ કરવા પ્રવૃત્તિ કરી છે; તો આશા છે કે વાચકવૃંદ તરફથી એનો યોગ્ય આદર થશે. 'પ્રવાસી' તેમજ 'હું' ઉભય પૈકી કોઇપણ લેખક વા કવિ નથી, જેથી આ પુસ્તકમાં રહેલા દોષો તરફ દ્રષ્ટિ ન કરતાં સુજ્ઞ વાંચકો, હંસની માફક તેનો સાર જ ગ્રહણ કરશે.

અમુલ્ય 'મણી'નો આદર સર્વ કોઇ હર્ષ અને પ્રીતિથી કરે છે તો "પુષ્પ નહીં તો પુષ્પની પાંખડી" વત્ હું પણ 'મણી' નો

અલ્પ વિભાગ આભાર શિરે ચઢાવું છું.

આ સ્થળે મારે મારા મિત્રો મહાશય દેવશંકર નીછાભાઈ જોશી અને રા. રા. મહાશય ગાંડાભાઇ ખુશાલભાઇ દેશાઇનો આભાર માનવાને ચુકવું નહીં જોઇએ; કેમકે તેમણે મને આ કાર્યમાં ઉત્તેજન આપી બનતી મદદ કરી છે. તેમજ આ પુસ્તકને પ્રકાશમાં મુકવાની પ્રવૃત્તિ મારા મિત્ર મી. મોહોનલાલ જી. દેશાઇનાં લગ્નને સ્મરણમાં રાખવા નિમીત્તે જ કરાઇ છે તે પણ લખતાં ચુકવું જોઇએ નહીં. એ જોડાંને પરમાત્મા સાનુકુળ રાખો. અસ્તુ છેવટ વાંચકો તરફથી રૂડો સત્કાર થવાની આશા રાખતો હાલ તુરત તો વિરામું છું.

| અમ્બામા.<br>વૈશાખ શુક્લ ૫ચો.<br>વિક્રમાર્ક ૧૯૬૦.૪.૧૯૦૪ | લી૦<br>વસંતલાલ ડી. નાયક. |
|---|---|

ૐ

# ગુલઝાર

યાને

# કજોડાનું ભોપાળું.

## અંકુર.

જેને બાળ પોતાનાંરે વ્હાલાં કાંઇપણ હોએ,
તે ચિત્ત ચોંટાડીરે આ સુણજો સઉકોએ.

* * * *

( નવલ૦ )




યંકાળ થયો. પશ્ચિમ દિશામાં જળહળો પ્રકાશ દેદીપ્યમાન થતો દ્રષ્ટિગોચર થતો હતો, અને તેના અનુભવને ઉરમાં ઠસાવતાં લેખકનાં અંતઃકરણના પટ પર નુતન વિચારોના સાથી-

આ—તુરંગો ઉત્પાદન કરતો હતો. હજારો જાતનાં પંચરંગી પક્ષીઓ નાનાં તેમજ મોટાં આકાશમાં થઇને કોલાહલ કરતાં પોતપોતાના માળા તરફ ઉડી જતાં હતાં; ખજુરીનાં ઝાડ પર બેઠેલું ચકોર આખો દિવસ ભાનુકરના અગ્નિસમ્ કિરણોનો તાપ અને તે ભેગો વિરહ તાપ સહન કરી રહ્યું હતું; તે અત્યારે પોતાના પ્રિયકરનાં દર્શન નજીક આવેલાં જાણી આનંદ સાગરમાં ડોલતું વિચીત્ર સાદ કરી રહ્યું હતું. કુમુદીનીની આતુર પાંખડીઓએ ખીલવાને તૈયારી કરવા માંડી હતી. આજે વૈશાખ શુકલ ષષ્ઠીનો દીવસ હતો; અને જયારે આવા અવનવા કુદરતના દેખાવો—પાત્રો વેશ ભજવતાં હતાં તત્સમયે પુરાતનકાળની, સમયના ઝપાટા ખમી ખમી જીર્ણ થયેલી પણ કાંઇક પુનરૂદ્ધાર પામેલી અમરાવતી નામની વિશાળ,

ઇતીહાસ પ્રસિદ્ધ નગરીનાં સુંદર, પ્રૌઢ, અને નિર્મળ, સ્વાદિષ્ટ જળથી ભરપુર એક સલીલના રમણીય કાંઠાપર આવી રહેલાં રમ્ય રામચંદ્રજીનાં દેવળની સામે પ્રાચીન સમયની પડી રહેલી એક ભારે શિલાપર એક પ્રવાસી બેઠો હતો. તે પ્રવાસીનું વય કિંચીત તેના લાલી ભરીત ગાલ ઉપરથી વીસથી બાવીસ વરસનું કલ્પી શકાતું હતું. તે બહારનો અપરિચીત જણાતો હતો, અને આ રમ્ય નગરીનો પ્રાચીન વૈભવ ઇતીહાસોમાં વાંચી નયને નિહાળવાનો શોખ—ઉર્મિઓ પ્રગટવાથી એ બાજુ ઉતરી પડયો હતો. તેના શરીરનો વર્ણ ગૌર અને તેજસ્વી હતો; આંખના ચમકારા તેની ચપળતા તથા હુશીઆરીનું ભાન કરાવતા હતા; કાળી વાંકડી ભ્રમરો વારંવાર ઉંચે ચડી વિશાળ લલાટ પર કરચલીઓ પાડતી હતી. જે અવલોકન

કરતાં ઉપજતા વિચારોનો ચિતાર આપતી હતી. પ્રસ્વેદનાં બિંદુઓ કરેલા શ્રમનાં પ્રતિફળરૂપ વિશાળ લલાટે બાઝયાં હતાં; અને તેમાં અસ્ત પામતા દિવાકરનાં કિરણોનો ઝાંખો પ્રકાશ ભળવાથી મોતીના જેવો ઝળકાટ કરતાં હતાં; શરીરનાં વસ્ત્રો પ્રવાસની યોગ્યતાનાં જ હતાં. શિલાપર બેઠા પછી ગજવામાંથી રૂમાલ કાઢી તે વતી કપાળ પરનો પરસેવો લુંછી રૂમાલ નિચે શિલા પર મુકયો. પશ્ચાત એક નોંધ પોથી કાઢી, પે--સીલવડે જોયલી-અવિલોકેલી-સાંભળેલી-કલ્પેલી બાબતોનું લેખન કરવા માંડયું.

થોડું લખ્યું હશે એટલામાં સુર્યનારાયણ ક્ષીતીજમાં પેઠા. તેથી પોતાની પૉકેટ બુક બંધ કરી સાહીત્ય સાથે ગજવામાં મુકી અને આળસ મરડી શિલા પરથી ઉઠી આમ તેમ જોઈ સરોવરના કાંઠાપર ઉતરી પડયો.

આખો દીવસ તાપ પડવાથી સર્વ વસ્તુઓ જર્જરી રહી હતી તે હવે ભાનુનાં ઉગ્ર કિરણોના અદ્રશ્ય થવાથી તેમજ સાયંકાળના શીતળ પવનના સ્પર્શ માત્રથી સજીવન થવા લાગી હતી. કુમુદનિઓના ખીલવાથી મંદ મંદ સમીરના સુસ્વાટાઓ સાથે સુવાસ પ્રસરી રહી હતી. સરોવરનાં જળમાં વિશાળ કાળા ઘનાકાશનો પડછાયો પડી જળને ઓર વધારે સ્વચ્છતાવાળું બતાવતો હતો. કાળાં નીલમ જેવાં પાણીમાં માછલીઓ આનંદે કુદકા મારી રહી હતી. કિનારાની પાળ છોઇંટવડે પ્રાચીન સમયની બાંધેલી હતી. કેટલીક જગ્યાએ જીર્ણાવસ્થાને પામી પડી—ભાગી ગઇ હતી પણ નગરીના રહેવાસીઓએ તેની નવેસર મરામત કરી હતી એવી બાંધેલી પાળ પર ધીમે ધીમે પગલે તે પ્રવાસી તર્ક કરતો ચાલ્યો; એક પ્રૌઢ-ગંભીર વડનાં

વૃક્ષ સમીપે આવ્યો, અને ત્યાં જરા થોભ્યો
થોડી વારે સામે સીધી દિશામાં જાણે જળમાં
કાંઇક ચમકારો થયો હોય એમ લાગવાથી
તેણી તરફ જોયું. એ જળમાં દ્રશ્યમાન
થયલો પદાર્થ ખરે કોઇ જળનોરહેવાસી ન-
હોતો પણ જળમાં પ્રતિબીંબ પડેલી અને
સરોવરને કાંઠે એક બીજાં જુનાં પુરાણાં મં-
દીર આગળ ઉભેલી એક પરમ લાવણ્યવતી,
સ્વરૂપ સૌંદર્યની લતારૂપ, ગુલાબ પુષ્પની
અણ વિકાસેલી કળી સમાન જાણે ઇંદ્રની અ-
પ્સરા જ હોય ને તેવો ભાસ કરાવતી એક
તરૂણ યુવતી હતી. તે તળાવપર ફરવા—દ-
ર્શન કરવા કે બીજા કોઇ નીમીત્તસર આવી
હતી તે આપણે અત્યારે તેને જોઇને જ બી-
નપરિચયે કલ્પી શકતા નથી. તેનાં આગ-
મનનું કારણ તેના સ્વભાવ તથા વર્ત્તણુકનો
પરિચય થયે કહી શકીશું. માટે, વાંચક,

તેટલો સમય તે કોણ હતી તે જાણવાને ઉત્સુકતાથી થોભ.

*        *        *        *

## કળી.

હજારો ઓલિયા, મુર્શિદ ગયા માશૂકમાં ડૂબી;
ન ડુલ્યા તે મુવા એવી કલામો સખ્ત ગાઇછે.



બ્રહ્મચર્યના દૃઢ આગ્રહી પ્રવાસી પુરૂષને પર સ્ત્રીની સામે દ્રષ્ટિપાતમાં પણ પાતક લાગ્યું; જેથી તે દિશા તરફથી દ્રષ્ટિ પાછી ખેંચી લઇ ઉલટી દિશામાં આમ તેમ ફેરવી. પશ્ચિમાકાશમાં સંધ્યાકાળના પુરાયલા સાથીઆરૂપી નુતન નુતન રંગોનાં વાદળાંઓ તરફ ધ્યાન લગાડ્યું. આખરે ઉભા

રહેલા કંટાળી છોબંધ પૂર્વ તરફની પાળપર ઉપસ્થિત થયો. શિર પર ઝુલી રહેલી વડ વૃક્ષની લતાઓ પર કૃષ્ણમુખ વાંદરા કિચ્ કિચ્ કરતા હતા; ભાત ભાતનાં પક્ષીઓ આકાશમાંથી આમતેમ પોતાના માળા તરફ ઉડી જતાં હતાં; દિવસાંધ વનવાગળાં પોતાનાં લોચનો પાછાં ખુલવાથી પાણી ઉપર ઉડી ક્વચિત્ પાણીમાં પોતાની ચાંચ ખોસી ઉંચે ઉડતાં ગેલ કરતાં હતાં. ધીમે ધીમે જરા વધારે અંધારૂં થયું. ગગનમંડળમાં હીરાના કટકા સમ તેજોમયી તારાઓ દેખાવા લાગ્યા; તે સર્વની વચમાં પુર્ણ પ્રકાશમાન અર્ધચંદ્ર વિરાજ્યો હતો. તે ઘડીકમાં કાળાં વાદળાંના પ્રભાવે ઢંકાઇ જઇ પોતાની પ્રિયા રાત્રીને મલીન કરતો હતો અને ઘડીકમાં પ્રકાશમાન કરતો હતો એ સર્વ નિહાળતાં તે પ્રવાસીના મનમાં

વિશ્વકર્ત્તા અને તેની રચેલી વિશાળ સૃષ્ટિ વિષેના વિચારો સ્ફુરવા લાગ્યા. વિચારોમાં એટલો મશગુલ થઇ ગયો કે આસપાસ શું બને છે તેનું પણ કશું ભાન રહ્યું નહીં. રાત્રી તો વહી જ જતી હતી. થોડા સમયે તેના કર્ણપર મંજુલ સ્વર આવ્યો અને તેથી ચમકી સાવધ થયો અને આસપાસ નજર ફેરવી, પણ ધ્વનીસુચક પદાર્થ તેના ભાળ્યામાં આવ્યો નહીં. વધારે બારીકીથી તિવ્ર કર્ણથી અવિલોકતાં કોઇ સુંદરી વીણા લઇ સુસ્વરથી ગાતી હોય એવો ભાસ થયો. ગાયન હૃદય દ્રાવક હતું, અને સ્ત્રી કંઠથી ગવાતું હતું એટલે તેની મધુરતામાં પછી શો વાંધો હોય ? સહસા તે ગાયન સાંભળવા અને ગાનારીને પ્રત્યક્ષ નિહાળવા મન લલચાયું. તુરત જ સ્થાનભ્રષ્ટ થઇ જે સ્થળે સંધ્યાકાળે યુવતીને ઉભેલી તેણે જોઇ હતી તે સ્થ-

ગની પાસેના વનદેવ્યાના મંદીર સમીપના ખાનગી દરવાજા આગળ ગયો; ત્યાં જરા થોભ્યો. ત્યાંથી તે ગાયન અસ્પષ્ટ સંભળાતું હતું જેથી બાગમાં પ્રવેશ કર્યો અને જે તરફથી તે સુર આવતો હતો તે તરફ કુદરતી રીતે ખેંચાયો. સાયંકાળે જે સ્રીની સામે જોવામાં પણ પાતક સમજતો હતો તે અત્યારે અલૌકિક રીતે તેનો ફક્ત સ્વર સાંભળીને તેના તરફ ગયો. પણ પોતાની હાજરીથી તે ગાયનમાં ભંગ પડશે અને દુષ્ટાચારી ગણાઇશ આમ ધારી ધીમે પગલે જે કુંજ લતાના કાષ્ઠાસન પર બેસી તે સુંદરી મધુર આલાપ કરતી હતી તેની પાછળ આવેલાં વૃક્ષ ચુથમાં ભરાયો અને તે યુવતીને જોઇ શકે તે પ્રમાણે એક આશોપાલવનાં વૃક્ષ ઓથે ઉભો રહી સાંભળવા લાગ્યો. થોડીવારે ગાયન બંધ

પડયું, અને તે સુંદરીએ વીણા એક બાજુએ મુકી દીધી. તત્પશ્ચાત કુંજલતાની ગંથીત ડાળીઓમાં ભરાતી આમથી તેમ ફરવા લાગી. તેની શરીરાકૃતિ પરથી તેણીનું વય આશરે સત્તર–અરાડ વર્ષનું કલ્પી શકાતું હતું. શરીરે પાતળી, ઘઉં વર્ણી અને નાજુક હતી. આહા શું તેનું સૌંદર્ય, ચંદ્ર સરીખું વર્તુલ અને શોભાયમાન મુખ; કમલનો તિરસ્કાર કરવામાં સમર્થ જેનાં સુંદર મૃગ નેત્ર; સુવર્ણનો ધિક્કાર કરનારૂં વર્ણ એટલે તેનાં બદનના કાન્તિ; ભ્રમર યાને મધુકરને જીતનાર એવો જેના શિરના કેશનો સમુદાય; જેનાં કુચ એટલે સ્તન હસ્તિના ગંડસ્થળની શોભા હરણ કરનારી વિસ્તીર્ણ કટીનો પશ્ચાત ભાગ; તેમજ ભાષણ મધુર, શરીરે નાજુક, નેત્ર, કપોલ, હસ્ત, પાદાદિ અવયવ એ ઠેકાણે તો

શુદ્ધ ગુલાબ જ ખીલ્યો હોયને! એવી તે સૌં-
દર્યયુક્ત સ્ત્રી હતી. તેની અણીયાળી આંખો-
ના ચમકારા સમીરના સુસ્વાટાથી વૃક્ષયુથમાં
થતા અવાજ તરફ આમતેમ ઘડી ઘડીમાં ફે-
લાતા હતા અને જાણે કોઇની આવવાની રા-
હ જોતી હોય એમ દીર્ઘ નિઃશ્વાસ નાંખતી
લાંબો દ્રષ્ટિપાત ફેંકતી હતી. શરીર નવીન જા-
તની ચીનાઇ રેશમી સાડીથી આચ્છાદીત થયલું
હતું; જેમાં થઇને તસતસતી પહેરેલી વી-
લાયતી ફેશનની ચોળી દ્રષ્ટિગોચર થતી હતી.
કંઠમાં સુવર્ણના અલંકારો પહેર્યા હતા. હ-
સ્તપર સુવર્ણની અને કાચની બંગડીઓ ચં-
દ્રના પ્રકાશમાં ચમકચમક થઈ રહી હતી.
કાળા કેશ ગુચ્છમાં મઘમઘતું તેલ નાંખી સું-
દર અંબોડો વાળ્યો હતો. અન્ય મનુષ્યનો
અભાવ સમજી કે પછી અહંકારથી મસ્તક

ઉઘાડું રાખ્યું હતું. હાથમા રૂમાલ લઇ વારે વારે મોં ઉપર ઉપસ્થીત થતો પ્રસ્વેદ લુછતી હતી. આટલા બધા પવનના સપાટા છતાં પ્રસ્વેદ આવવાનું કારણ તે મુગ્ધા ઉન્માદાવસ્થા ભોગવતી હોય એમ સુચવતું હતું. આમતેમ મદમાતી હસ્તિનીની માફક યથેચ્છ ફરતી આખરે ઇશાનાભિમુખે ઉભી રહી નિઃશ્વાસ મુકતી બોલી:—

"અરે, મન મોહન પ્યારા ! ! શું એક ઉન્માદાવસ્થાની પરિસીમાએ પહોંચેલી મુગ્ધાને વચન આપી છેતરી ?"

આટલું બોલી વળી દીર્ઘ નિઃશ્વાસ મુકયો. વળી બે ચાર આંટા માર્યા. સુકોમળ, રક્તવર્ણી, લલીત હોષ્ઠોપર તર્જની મુકી બોલી:—

"ના, ના, એમ તો ન હોય; પણ ત્યારે

તે અદ્યાપિ આવ્યા કેમ નહીં ? શું કાંઇ અ-
નિષ્ઠ થયું હશે; વા કોઈ બીજીના પ્રેમપા-
સમાં પડ્યા હશે ! ખરે, મારા કરતાં શ્રેષ્ઠ
એવી તો તેમને હજારો મળતી હશે તો મારા
પર શાને પ્રેમ રાખે.”

નીચું જોઇ ઉભી રહી, વળી વધીઃ—

“બળ્યું, આ ચંદ્ર પણ મને વ્યથા બાળી
રહ્યો છે. હું હવે ક્યાં જાઉં અને શું કરૂં ?
કાંઇ સુઝ પડતું નથી. પ્રેમી, પ્રેમી, ક્યાંઇ
સંતાયા હોતો ત્યાંથી નીકળી આવી દર્શન
દો. હવે ના તલપાવો. મદન અતીશય પીડે
છે. શાને આ અબળાને રીબાવોછો. પ્યારા,
લેશ તો દયા આણો, મને ધીર રહેતી નથી.”

આખરે ઠમકી ઉભી રહી. જરા વારે
પુનઃ આસના રૂઢ થઇ વિચારમાં પડી.
વિચારાન્તે વિણાને ગ્રહી. સુર મિલાવટ

કરવા લાગી. પછી શશાંક સામે નજર ગો-
ઠવી કોમળ સ્વરથી આલાપ કરવા લાગી:—

ગરબી.

("માધવરાજ અમને"—એ રાહ.)

"ચિતડું તેં મારૂં ચોર્યું—છબીલાજી
છેતરીઆં રે. (ટેક.)

પ્રેમનું પાનું પઢાવ્યું તેં પ્યારા,
તે દીનું ચેટક વ્હોર્યું—છબીલાજી૦

લોક હસે પણ લાજ મેં મૂકી,
કો જાણે કાળજ કોર્યું—છબીલાજી૦

* * નાના પ્રિય તેં લગની લગાડી,
દોરાય ના બીજે દોર્યું—છબીલાજી૦"

* * * *

થોડીવાર નાજુક સુંદર આંગળીઓ વી
ણાના તાર પર નચાવ્યા કીધી અને હૃદ

અને ઉમળકે ઉભરાતાં નિઃશ્વાસ મુકી પુનઃ ગાવા લાગીઃ—

( "કામણ દીસેછે અલબેલા"—એ રાહ. )

"છેલા ચટકું લગાડી છટકી રહેરે,
છટકી રહેરે, છટકી રહેરે—છેલા૦ ટેક.
પાઇ પ્રીતેથી પ્રેમરસ પ્યારા,
નાથ હવે ના કરશો ન્યારા,
તુજમાંહી રાચી રમવા ચીતડું ચહેરે—છેલા.
ઘટે નહીં કરવું કદી આવું;
લોક હસાવી પછી પસ્તાવું,
દોઢ દયાળુ દિલમાં, એવો શો લહેરે—છેલા.
થાય પુરો સંતોષ જ ત્યારે,
'મ્હારા' મુખથી વદાય જ્યારે,
* * તણા પ્રિય એકજ વેળા જો કહેરે—છેલા.

*     *     *     *

પાણીનો કળ કળ અવાજ, ઝાડનાં પાં-

દડાંનો દાર શર શબ્દ, અને થંડા પવનની મંદ મંદ સુગંધ ભેગો વીણાનો મધુર સ્વર અને સાથે આલાપનારીનો સુકંઠ એ સર્વ મળી પ્રવાસીનાં મનને તો જાણે પોતે સ્વર્ગનાં નંદન વનમાં જ ઉભો હોય એમ ભાસ થયો. તેનાં મનની વૃત્તિઓ ધીરે ધીરે સ્ફુરવા લાગી કે "આટલી મોડી રાત્રે આ અલૌકીક, સ્વર્ગની અપ્સરાસમ દિવ્ય સુંદરી અત્ર કોની રાહ જોતી હશે? કંઠમાં ધારણ કરેલાં મંગળસુત્ર પરથી તથા એનું વય જોતાં લાગે છે કે કુમારીકા તો નથી જ. ત્યારે શું પોતાના પ્રાણ રમણને ખુલ્લી રીતે મળી શકતી ન હોવાથી અત્રે સંકેત સ્થાન રાખ્યું હશે! પણ ના, ના, એની ગાએલી ગરબી અને ગાયન તેમજ બોલેલા શબ્દો ઉપરથી એવો પ્રતિભાસ થાય છે કે એ સ્ત્રીની વર્ત્તણુક વીફરેલી હોવી જોઇએ. હશે, જે હશે તે જણાશે."

આમ ભિન્ન ભિન્ન તરંગો કરતો હતો એટ-
લામાં દરવાજા તરફ કાંઇ ખડખડાટ સંભ-
ળાયો અને દુરના પ્રકાશમાં કોઇ મનુષ્ય
આવતું હોય એમ જણાયું. હવે જ તેને પો-
તાની સ્થિતીનું ભાન થયું કે જો કદાચ એ
ઉભય પૈકી કોઇને જણાઇ આવીશ તો મારી
શી દશા થશે ? મારાં અકલંકીત નામને
દુષણ લાગશે. ખરે, નીતિનો માર્ગ છોડી
અનિતીને માર્ગે અવલંબન કર્યું તો આટ-
લી આપત્તિમાં આવી પડવાનો ભય થયો.
પણ હવે તો ગમે તેમ કરી છુપા
રહી એમાંથી નિરવીઘ્ને વિમુક્ત થવાને પ્ર-
યત્ન કરૂં. આમ હજી વિચારે છે એટલા-
માં તો કુંજલતામાં ઉભેલી તરૂણ યુવતીનાં
હરિણીસમ ચપળ અને પરિચીત નયનોએ
તે આવનાર આકૃતિને અવિલોકી; અવીલોક-

તાંજ નિકુંજમાંથી નીકળી સામે દોડી, આ-વનાર પુરૂષની વિશાળ ભુજામાં ઝીલાઇ, ભેટી પડી. આવનાર પુરૂષનું વય આશરે ત્રીસ વર્ષનું હશે. શરીર વર્ણે ન કૃષ્ણ ન ગૌર એવો હતો; સુંદર તો નહીં જ હતો; કટીમાંથી વૃદ્ધ મનુષ્યની માફક કંઇક વાંકો વળી ગયલો જણાતો હતો. તેનાં સામુદ્રીક લક્ષણો તે ઘણો લુચ્ચો, કપટી. અને ઇર્ષ્યાખોર હોવાનું સુચવતાં હતાં. તે યુવતીએ થોડો સમય તે પુરૂષની છાતીમાં પોતાનું ચંદ્રવદન દાબી રાખ્યું; પશ્ચાત તે પુરૂષના મુખ સામું ઉંચું જોઈ બોલી:—

“ હૃદય રમણ ! ! આટલી બધી જ નિષ્ઠુરતા. કેટલા બધા હૃદય વિદારણ: સાયંકાળની અત્રે આવી તમારી રાહ જોઈ રહી કે કયારે પ્રીય મુખ કમળનું દર્શન થાય.

નીમેલા સમય કરતાં પણ મોડા આવ્યા, તે એટલા બધા શા કામમાં રોકાઇ ગયા'તા. સાચું કહો, પ્યારા કેમ બોલતા નથી ? એવા શા દિર્ઘ વિચારમાં છો ? શું કાંઇ મહત્ કાર્યમાં રોકાયા'તા ”

થોડો સમય મૌન રહી છેવટે તે પુરૂષ બોલ્યો. “ મમ લોચનાનંદદાયક પ્રિયા ! ! વ્યર્થ કુતર્કો કરી તારાં કોમળ મનને શાને વ્યથા ઉત્પન્ન કરે છે. તારે કાજે હાથથી વગાડવાનું ‘હારમોનીઅમ’ મોકલવાને મેં મારા મીત્રને મોહપુરી લખ્યું હતું; તેની રસીદ આજે મને મળી છે તે લેવાને મેં સાયંકાળે ચાકરને સ્ટેશન પર મોકલ્યો હતો તેની હું રાહ જોતો હતો કે તે આવે તો સાથે લઇને જ જાઉં, પણ તે અદ્યાપી આવી પહોંચ્યો નથી. ચાલો, હવે આપણે કુંજમાં બેસીએ.”

"હા, ચાલો, દીલોજાન ! ! ખરે, ત મારો પ્યાર મારા ઉપર અત્યંત છે એમ હું ખાતરીથી સમજુ છું. આ વીકશીત કમળનો પરિમળ લેવાને તો તમારા જેવાજ ભોગી ભ્રમર જોઇએ. 'પીટયો' તનુજ તે આ શૃંગારની વાંત શું સમજે? તેનામાં પુરૂં બોલવાની પણ હીંમત નહીં. ખરેખરો 'બફૂર' (મુઢ) છે. આપ જો ન મળ્યા હોત તો ખરેખર મારૂં યોવન કચરાઇ ગયું હોત."

આગળ વધી તે પુરૂપ બોલ્યો: "પ્રીય ગુલઝાર, તારૂં આ સુંદર વપુ મારાં મનને વ્યગ્ર કરનારૂં જ છે! તારા આ મન હરણ શબ્દો કોના હૃદયને ભેદી નહીં શકે? આ અવનીમાં અવતાર લઇને તારા જેવી અનોપમ મૃગ નયનીનું અધરામૃત પાન ન કર્યું— "વિલાસ સુખ ન ભોગવ્યું," તેનો જન્મ તો અફળ ગયો જ સમજવો" આટલું બોલી

તેના સુકોમળ, ગુલાબી ગાલો પર ચુંબન કરી વળી બોલ્યો !

શાર્દૂલ વિક્રીડીત વૃત.

"ગુલાબી તુજ આ કપોલ નીરખી ચક્ષુ
રહ્યાં છે ઠરી.

નાભીની કટ પાતળી કટી અરે, કંઠેજ
માળા ધરી;

વાણી મંજુલ, તન હેમ સરખું, ભુજંગ
વેણીવશે.

ચારૂ સર્વાંગી ખરે જ વનીતા, આ [illegible]-
માંહી હશે.

*   *   *   *

આટલું બોલી કુંજમાંનાં કાષ્ટાસન પર બેસી પોતાના ઉછંગ પર તે યુવતી[illegible] કે જેનું નામ હવે આપણને પરીચી[illegible]યું છે તેને

બેસાડી, તેના માથાના બાલની લટો પવનના સપાટાથી કે વૃક્ષ લતામાં ભરાવાથી એક બે જગ્યાએથી ખસી ગઇ હતી તે બરાબર કરવા લાગ્યો.

આટલી વાતચીત પરથી પ્રવાસી કે જે આશોપાલવનાં વૃક્ષ ઓથે સંકોચાઇ બેસીને સાંભળતો હતો—જોતો હતો, તેના સમજવામાં આવ્યું કે આ યુવતીનાં લગ્ન ખરે થયલાં છે; પણ પોતાને મન પસંદ, ચતુર, છેલ છબીલો પતી ન મળવાના સબબે અન્ય પુરૂષના ફંદમાં ફસેલી છે. "અરે પ્રભુ ! ! આ હતભાગ્ય હિંદ દેશમાં સ્વાર્થી માબાપોને લીધે કેટલાંએ કજોડાં ગોઠવાતાં હશે કે જેનું પરિણામ આવી ખરાબ રીતે આવતું હશે ? ધીક્કાર છે એવાં દુષ્ટ માબાપોને કે ખાલી કુળ અને પૈસાને ખાતર લાકડે માકડું વળ-

ગાડી દઈ પુત્રીને ઉંડા કુવામાં નાંખે છે, અને વરની યોગ્યતા પર કશું ધ્યાન આપતાં નથી. એવાં કજોડાંને લીધે ઉપજતી વર્ણશંકર પ્રજાને લીધેજ આ દેશની ક્ષીણતા થવા પામી છે. પ્રસિદ્ધ વિષ્ણુશર્માએ વરની યોગ્યતા નિચે મુજબ વર્ણવી છે કે:—

**कुलं च शीलं च सनाथता च,**
**विद्या च वित्तं च वपुर्वयश्च;**
* **एतान्गुणान्सप्त विचिन्त्य देया,**
**कन्या बुधैः शेषम चिन्त नीयम् ॥**

આવો મનમાં જ વિચાર કરીને પ્રવાસીએ નિઃશ્વાસ મુકયો.

---

* ટીકા—બુદ્ધિમાન પુરૂષોએ કુલ, વર્ત્તણું ઓાથ, વિદ્યા, ધન, શરીર, તથા અવસ્થા, એ વઃ સાત ગુણ જોઈ કન્યા દેવી; બાકી ખાતે વિચાર કરવો નહીં.

જેનું

તેને

"અયી વ્હાલી માશુક, મનરંજનાર્થે તેમજ શૃંગારરસનો સંપુર્ણ ભોગ અનુભવવા ઉત્તેજનાર્થે વીણા પણ લાવી છે કે શું ? ત્યારે તો મારાં મનને ખુશ કરવા આપણી આ નગરીના અપરિચીત અને યોગ્ય આશ્રયના અભાવે અંધારામાં પડી રહેલા પેલા રંગીલા વસંત રચીત ગરબો તું તે દીવસે તારી સખીઓ ભેળી ગાતી'તી તે આજે વિણા સાથે ગા, જોઉં એટલી મારાં મનની તૃપ્તિ કર.

પ્યારા ખંડેરાવ, આપનાં મનરંજનાર્થે આપ જે કાંઇ કહેશો તે કરવાને હું જરા પણ આનાકાની કરવાની નથી. આપણ ઉભયનું મન મળ્યું છે તો પછી એવી ન્યુનતા શાને રાખવી જોઇએ ! લાવો, મને જરા વીણા આપો."

અત્ર જણાવવું ઉચિત છે કે તે બંનેની

વાતચીત પરથી તેમનાં નામ આપ સહજ સમજી ગયા હશો; તો હવેથી સ્પષ્ટ નામથીજ લખીશું.

* * * *

## પુષ્પ.

“પ્રેમીનું દિલ સમજે, ખરો આશક કે યાર.
ન સમજે, ન પ્રમાણે. તે મુરખનો સરદાર.”



“હા પ્રીયા.” ખંડેરાવ વધ્યો, “તારી તહેનાત ઉઠાવવામાં હું એક પગે ખડો છું. તું મારી જગ્યાએ બેસ; હું અહીંઆં તારી સમીપે જ બેસું છું.

“નહીં, નહીં,” ગુલઝાર બોલી, “મને તમારા ઉછંગે બેસવાને જ વધારે હર્ષ છે.

હું જાણે તમારી સીતા અને તમે મારારામ પેલા રામ પંચાયતનના ચિત્રપટમાં છે તે પ્રમાણે."

અત્યંત હર્ષથી ઉભરાતો ખંડેરાવ મોટેથી બરકયો "શાબાશ, પ્રીયા, શાબાશ; તારી બુદ્ધિની તો બલીહારી જ છે. વારૂ, પણ હવે ચાલવા દો."

ગુલઝારે હાથમાં વીણા ગ્રહી તાર ખેંચી સુરની મીલાવટ કરી ગાવા શરૂ કર્યું:

ગરબો.

"ચાલો, ચાલો, બેની તમે આજ, આપણે
રમીએરે;
તમે રાખોને ઉર ઉમંગ, રંગમાં ભમીએરે.
પૂર્ણ ચંદ્ર ખીલ્યો અતી, મનહર કરી પ્રકાશ,
પૂષ્પો ખીલ્યાં અતી ઘણાં, બેની? જુઓને
હારોહાર;

સખી, વિરહે વહુ વ્યાકુળ, રંગમાં ભમી-
એરે—ચાલો૦
ખીલ્યો છે ખટ મોગરો, ગુલાબને સેંતુર,
રમ્ય વસંત ૠતુ ધરી, બેની! મન સૌના
આતુર,
દઇ કર પરસ્પ રેતાળ, ગરબે રમીએરે—ચાલો૦
વાયુ આવે અતી ઘણો, શોભાનો નહીં પાર,
કોયલો ટૌકી રહી, વસંત ભ્રમર કરે ગુંજાર;
થાયે ને પુરતો ઝણકાર, રંગમાં ભમીએરે.—
ચાલો૦

*　　*　　*　　*

ધીમે ધીમે પાણીનો રણકારો બંધ થયો, અને થતાં વેંત જ તે યુવતીના શરીર પર અયોગ્ય ચાળા—હસ્ત પ્રદાન કરતો ખંડેરાવ બોલી ઉઠયો "આહા ?! શું સરસ ગાયું !! મારો જન્મ તો આજ કૃત કૃત્ય થયો. ધ-

ન્ય છે, પ્રીયા, તારા લલીત કંઠ અને તારી મધુરી વાણીને; તેમજ ધન્ય છે સાથે ગરબાના રચનારને પણ. શું સરસ બ્હાર ખીલાવ્યો છે !" આમ કહી તેના કંઠમાં હસ્ત આરોપણ કરી પોતાના શરીર સાથે તેનું શરીર દાબી કામ ચેષ્ટા કરતો કરતો બોલ્યો.

"ભ્રમરેથી બાણ વાગ્યાં, નહીં તે રૂઝાશે;
વીખુટો પડીશ તદપિ, પ્રિય પ્રાણ જાશે.
આવે દયા કાંઇક તો, અલબેલી ધાજે,
ત્યાગું છું સુખ નિંદ્રા, પ્રિય તુજ કાજે.

* * * *

"હૃદય રમણ," ગુલઝાર બોલી, "વીખુટા પડવાની વાત અત્યારે આનંદના સમયમાં રૂચરવાની શી જરૂર ? અને હું તો દયા લાવી તમારી પ્રતી ધાઇ છું; તમારા બોલ પણ તમે પળજો. વળી આટલી બધી મને

તમે સાતમે આસ્માને શાને ચઢાઓ છો. મારા કરતાં પણ એક જણને તમો વધુ ગણો છો. ગત્ સમયે તમો આવ્યા'તા ત્યારે ગુલાબનાં શરબતની શીશી તો તેને દીધી હતી; નવી નવી ભાતની સાડી, કપડાં આદિ ચીજો તો તેના શૃંગાર ગૃહમાં જાય છે. મારાથી તે હવે અદકી; છતાં મને આપ શાને ફુલાવો છો."

"છટ્, છટ્, પ્રીયા," પ્રત્યુત્તર વાળતાં ખંડેરાવે કહ્યું, "એવા ખાલી કુતર્કો શાને કરે છે. તારે કયાં ન્યુનતા છે, તેમ જ તત્સમયે તારો મેળાપ મને કયાં થતો 'તો જે તે વખતે તો તારા હૃદયમાં પ્રેમાંકુરો ફુટવાની તૈયારીઓ કરતા હતા ને. પણ હવે તો મને તેના તરફ જોવા પણ ગમતું નથી. તારાં આ સુંદર મુખચંદ્ર આગળ તેતો હુરા

સમાન છે. એતો તું ન હોય ત્યારે ગમેતેમ ફક્ત શાન્તિ ઉપજાવવાનેજ મારે તેનો સહવાસ ખોળવો પડે છે."

ધીમી પડતી, આશ્વાસન પામતી ગુલઝાર બોલી "અત્યારે આપણે આમ રાધા કૃષ્ણનાં જોડલાંની માફક બેઠાં છીએ તેની છબી ઉતારી હોય તો કેવું? મને લાગે છે કે અત્યારે હું ખરેખરી રાધા સમાન છું અને આપ કૃષ્ણ સરખા છો."

મર્માર્થ સમજ્યા વિના, પોતાને મહદ પદવી મળી સમજતો ખંડેરાવ બોલ્યો:

"વાહ, રમણી; ઠીક તાલ ગોઠવી દીધી. તારાં વાક્ ચાતુર્ય અને બુદ્ધિ ચાતુર્યની પ્રભા કાંઇ ઓર જ છે, તો તારી આ ચપળતા આગળ તે બીચારી 'તરંગી' તે શી બીસાતમાં."

"જવા દો, તે રાંડ દુષ્ટાનું નામ સ્મ-

રાણુ પણ અત્યારે શું કરવા જોઇએ ! હું 'વિ-
રહપુર' જાઉં ત્યારે તેને યાદ કરજો," તીર-
સ્કારથી ગુલઝારે જવાબ આપ્યો.

"વારૂ, પણ હવે સમય નકામો વ્યતી-
ત થાય છે. અને મોડું થઇ જશે તો કાંઇ
નિમીત્ત બતાવવું પડશે. વળી વખતે શંકા
ઉદ્ભવે; માટે ચાલો, વિલાસયુક્ત થઇએ. હવે
મારાથી કામ પીડા સહન થતી નથી.

*   *   *   *   *

પ્રીય વાંચક !! અત્રે આ બીભત્સ ના-
ટકનો પડદો બંધ કરૂં છું. પશ્ચાત શું બ-
ન્યું તેતો કેલીગ્રહ-કામ ગ્રહના અનુભવી-
ઓજ સમજશે. આપણા પ્રવાસીને પણ આ
નીહાળવું અયોગ્ય અને અધર્મ ભરેલું ભા-
સવાથી ધીમો ધીમો પાછે પગલે તરૂ લતા-
ઓમાંથી બહાર નીકળી દરવાજે થઇ સલીલ

કાંઠા પર નીકળી ગયો અને ચાલતાં ચાલ-
તાં ગણગણ્યોઃ—

"પ્રીતિ પ્રેમ વદું જય જય જય વાણી,
ભર્યાં પ્રેમ થકી પવન આભ પાણી;
શીતલ પ્રાણ સા'ય આવતો સમીર,
સુરજ ચંદ્ર તણો પ્રેમ શો ગંભીર."

*　　*　　*　　*

બાગથી થોડે દુર ગયો એટલામાં પો-
તાની પાછળ કાંઇક ઘસારો થતો માલમ
પડયો; પાછું ફરી જોયું તો જે પુરૂષને તેણે
કુંજમાં નીહાળ્યો હતો તે પુરૂષ જલદી જ-
લદી ચાલી જતો હતો. ચંદ્રના ઝાંખા પ્રકા-
શમાં દુરથી પણ તેના મુખ પર તેણે જે
નીંદીત કાર્ય કર્યું હતું તેની છાપ માલમ પ-
ડતી હતી. છોબંધ પાળપર ઉભા રહી તેના
તરફ મીટ માંડી જોયા કર્યું કે તે કેણી કોર

જાય છે. વિશાળ વટ વૃક્ષ આગળથી તે પુ-
રૂષ પાળની નીચે ઉતરી સીધી દિશામાં
આવેલા એક અગ્રગણ્ય મહોલ્લામાં દાખલ
થઇ ગયો. થોડી વારે તે યુવતી પણ દર-
વાજાની બહાર નીકળી, અને ધીમે ધીમે પ-
ગલે ઉપરોકત બાગની સમીપમાં જ આવેલા
પુલ પર થઇ નીચે ઉતરી ગઈ; જેથી તે કયી
શેરીમાં ગઈ તે માલમ પડયું નહીં. લાંબા
રસ્તા પર તે વધારે વખત દેખાવા પામી નહીં.

*　　*　　*　　*

## ૬૦.

**परिहरतु परांगना तु षं गं**
**ईदमति जीवित मस्ति वल्लभं चेत्**
**हरि हरि हरिणी दशो निमित्तं**
**दश दशकंधर मौल लुठन्ति ॥***

---

* ટીકા:—વળી જેને પ્રાણે જીવવાની ઇચ્છા હોય,




ત્રી ઘણી ગઇ હતી, અને અત્યારે આવા પ્રસંગે અ-પરિચીત મનુષ્યે કયાં જવું આમ વિચાર કરી પ્રવાસીએ શરૂઆતમાં વર્ણવેલાં રામચં-દ્રજીનાં મંદીર તરફ પ્રયાણ કર્યું. કુદરતે પો-તાનું કાર્ય કર્યું હતું; અને તેમાં રાત્રીને લી-ધે સર્વ શાંત્ત હતું. મંદીરના કમાડ વાસેલાં હતાં, જેથી ઓટલા પર ચઢી એક બારી જે ઉઘાડી હતી, તેની જાળીમાંથી અંદર જોયું તો મંદીરનો પુજારી બાવો ભર ઉંઘમાં હતો. તેને અત્યારે ઉઠાડવો અયોગ્ય લાગવા-

---

તેણે પારકી સ્ત્રીનો સંગ ત્યાગ કરવો; કારણ અહા! ! હરિણી સરખાં નેત્ર વાળી સીતા નિમિત્ત રાવણનાં દશ માથાં રબડયાં.

યાં દેવળની સામેના હનુમાનના ચોતરા ઉ-
પર આડો પડયો. મુસાફરીમાં ગમે એવું કષ્ટ
સહન કરવું પડે છે તેનો તે અનુભવી હતો
જ; તેથી ભુમી પર શયન કરવાને અચકાયો
નહીં કે વિચાર પણ કર્યો નહીં. વળી ગ્રી-
ષ્મ રૂતુનો સમય હતો એટલે ઉપરણું—આ-
ચ્છાદનની પણ જરૂર નહોતી. કશા ભયને
તો તે ગણકારતો જ નહોતો તેથી નિર્ભયતા-
થી સુતો. દીવસે કરેલા પરિશ્રમથી અને
મોડી રાત થઇ ગયેલી હોવાથી તરત જ
નિંદ્રા આવી અને મળસ્કા સુધી સ્વસ્થતાથી
ઉંઘ્યો. હમેશની પ્રકૃતિવાળો મંદીરનો પુજા-
રી સાધુ મળસ્કામાં ઉઠયો અને સ્નાન કરી
મોટે સાદે રામચંદ્રજીની લીલાનાં ભજનો
ગાવા લાગ્યો. તેના પહાડી રાગના પ્રતિઘો-
ષથી પ્રવાસીની નિંદ્રા છુટી અને બાવાનાં ભ-

જનનું છેલ્લું ચરણ "જો સુખ હે સીયા રામ ભજનમે, સો સુખ નાંહી અમીરીમે" તેના કર્ણમાં આબેહુબ પેઠું અને તેથી સજાગૃત થયો; ઘટીકા યંત્રમાં જોયું તો ચાર વાગ્યા હતા એટલે હવે પ્રાતઃકાળ થવાને વિલંબ નથી આમ વિચારી બેઠો થયો. મંદીરના મકાનમાં સાધુજીની અનુજ્ઞા લઇ પ્રવેશ કર્યો; કોઇક વૃક્ષની ડાળી ભાંગી તે વડે દંત ધાવન કર્યું; અને પછી કપડાં ઉતારી સરોવરનાં શીતળ જળમાં સ્નાન કર્યું; ત્યાર પછી કલાકેક નિત્ય કર્મમાં ગુજાર્યો. પ્રાતઃ કર્મ આટોપાઇ રહ્યું એટલામાં મંદીરમાં ઘંટ નાદ થયો તે સાંભળી પોતે પણ ત્યાં ગયો અને રામચંદ્રજીની આરતી ઉતરાતી હતી તેમાં ભાગ લીધો. મંદીરના પુજા કાર્યમાંથી સાધુ જી પરવાર્યા એટલે તેમને પોતાની પ્રવાસી

તરીકેની ઓળખ આપી. સાધુજી બીચારા ભોળા દિલના અને અત્યંત દયાળુ હતા; જેથી મોડી રાત્રે પણ પોતાને કેમ ન જગાડ્યો તેને માટે કાંઈક ઠપકાના ભાવે દીલગીરી પ્રદર્શીત કરી. વાત કરતાં પ્રવાસીએ નગરીની વાત કાઢી પુછી જોયું કે આ નગરીની પુરાતની વાર્તાઓ—દંત કથાઓ તે કાંઇ જાણે છો ? જેના જવાબમાં બાવાજીએ પોતાની અજ્ઞાનતા દર્શાવતાં કહ્યું કે તેને અહીં રહેવાને ઝાઝી મુદત થઇ નહોતી. પણ નગરમાં મોટા શેઠ ચતુરદાસ કરીને છે તેને ત્યાં જશો તો ખબર મળશે આમ જણાવ્યું. તેથી તેનું ચોક્કસ ઠેકાણું પુછી લઇ ત્યાં જવા નીકળ્યો. નગરીના મહોલ્લા વગેરે નીહાળતો, વિચાર સાગરમાં ગરક થયલો મંદ મંદ પગલે ચાલ્યો, અને એક ભવ્ય બાંધણીના મ-

કાનોવાળા, ગીચ વસ્તીવાળા મહોલ્લા આગળ આવતાં ત્યાં પહેરો ભરતા એક સીપાઇને ચતુરદાસ શેઠનું ઘર પૂછ્યું. તેણે બતાવેલી નીશાનીને અનુલક્ષી ચતુરદાસ શેઠની હવેલી આગળ ગયો. ઓટલા પર ચઢતાં દ્વાર સમીપેજ તેને એક યુવાન મળ્યો જેને પોતાની ઓળખ આપી ચતુરદાસ શેઠ ઘરમાં છે કે નહીં તે પૂછ્યું. આ વાતચીત ચાલતી હતી એટલામાં શેઠ પોતે જ બહાર આવ્યા તેમણે મને પ્રવાસી જાણી અત્યાનંદ પ્રદર્શીત કરી રૂડો આદર સત્કાર કર્યો. વાતચીત પરથી જણાયું કે તેને પોતાને પણ નગરીનું વધારે જ્ઞાન નહોતું. જે ખબરો પ્રવાસીએ મેળવી હતી તેના કરતાં તે વધુ કાંઇ જાણતો નહોતો. ફેર એટલોજ કે પ્રવાસીએ અવલોકન કરી કલ્પનાથી ઉપજાવી કાઢયું હતું અને

શેઠને પોતાના વડીલ તરફથી વારસામાં મ-
ળ્યું હતું. તત્પશ્ચાત સાંપ્રત સમયમાં હિં-
દુઓના પ્રચલીત રીવાજ અનુસાર ચાપાણી
થયા પછી મેં આજ્ઞા માગી. પણ ચતુરદાસ
શેઠે જમવાને માટે આગ્રહ કર્યો, જેથી બ-
પોર પણ ત્યાંજ ગાળવા પડ્યા. એ બ્હાને
શેઠના યુવાન મિત્રમંડળના સ્વભાવ–વર્ત્તણુક
વગેરેની પણ ઓળખ થઈ. શેઠ જાતે પણ
યુવાન જ હતા. જમવા પણ અમો સાથેજ
બેઠા. તે વખતે મારૂં લક્ષ ત્યાં પાકગ્રહમાં
એક યુવતી પર ખાસ ચોંટી રહ્યું હતું. મને
એમ લાગ્યું કે એ યુવતીને મેં આગળ કો-
ઇક જગ્યાએ નિહાળી હતી. પણ હશે. તે બા-
બત પર દુર્લક્ષ કરવાની જરૂર નહુતી. કારણ
કે પારકા ઘરમાં કોઇ જુએ તો હીણપત
લાગે—હલકામાં ગણના થાય તેથી એ વિ-

ષય પર વધારે લક્ષ આપ્યું નહીં—ખોજ કરી નહીં. બપોરે જમ્યા પછી શેઠજીનો ઉપકાર માની રજા લઇ વિદાય થયો. સાયંકાળ સુધી બાકીનો વખત કેટલાંક જોવા યોગ્ય સ્થળો તપાસવામાં ગાળ્યો. અને સંધ્યાકાળે પુજારી બાવાના અત્યાગ્રહથી તેનો અતિથી થયો. રાત્રે બાવાજીએ કહ્યું કે શહેરમાં અત્યારે ઘણી સારી લીલા થાય છે અને તે જોવા જેવી છે. આ સાંભળવાથી કપડાં પહેરી તરત જ હું ચાલી નીકળ્યો કારણ કે અવલોકન કરવું એતો મારૂં મુખ્ય કામ હતું. નગરના મહોલ્લાઓ—શેરીઓ બજાર અને ચકલાઓમાં ફરતાં ફરતાં રાત્રીના અગીઆર વાગવાના સમયે મુદ્દામે પાછો ફરતો હતો, એટલામાં એક નાની શેરીમાં થઇને પસાર થતાં એક ઘરના મેડા પરનાં દીવાખાનામાં ઝગઝગાટ

ઝુમર બળતું નજરે પડ્યું. બારીનાં બારણાં અરધાં ઉઘાડાં હતાં શેરીમાં બીજાં સર્વ ઘરના બારી બારણાં બંધ હતાં તેમજ મનુષ્યની વસ્તી સરખી પણ જણાતી નહોતી. આવા સમયે એ દીવાનખાનામાં શું થતું હશે એવા વિચારથી કુદરતી મારૂં લક્ષ ખેંચાયું. દીવાનખાનાની અટારી રસ્તા પર આવી રહી હતી તેથી રસ્તા પર થઇને જનાર મનુષ્ય દીવાનખાનામાં બેઠેલાં મનુષ્યને નજરે પડતું નહોતું. એક રીતે એ ઘર મોટા રસ્તા પર ન હોવાથી અને નાની શેરીના ખુણામાં આવેલું હોવાથી છુપું કહીએ તોપણ ચાલી શકે એમ હતું. જેવો હું ત્યાં થઇને ટુંકો માર્ગ ધારી પસાર થતો હતો તેટલામાં "અરે પ્રભુ, હવે શું કરીશ." એવા ત્રુટક અને કરૂણામય, હૃદયનાં ઉંડાણમાંથી

નિઃશ્વાસયુક્ત શબ્દો કોઇ કોમળ કંઠદ્વારા બહાર પડી મારા કર્ણ પર અથડાયા. તે સ્વર મારી કર્ણેંદ્રીયને પરિચીત હોય એમ લાગ્યું. તેથી સહસા મારા ચરણ આગળ વધતા અ-ટક્યા. એ બોલનાર દુઃખી મનુષ્ય કોણ હશે તે જોવા મન કલ્પના થઇ–દયા ઉશ્કેરાઇ આમ તેમ જોતાં એક ખુણામાં દાદર મારી દ્રષ્ટિ ગોચર થઇ. તે ઉપર ધીમે ધીમે ચઢી દીવાનખાનામાં પ્રવેશ કરવાનાં દ્વાર સમીપે આવ્યો તપાસતાં તે અંદરથી બંધ કરેલાં જણાયાં તેથી ત્યાંજ અટક્યો. મકાન લાંબા સમયનું બાંધેલું હતું જેથી મારી આકાંક્ષા પ્રભુએ પુરી કરવા ધારી હોય વા પાપનો પ્રકાશમજ દ્વારા કરવા ધાર્યો હોય તેમ બારણામાં એક બાકોરૂં માલમ પડયું; તેમાં થઇ અંદર દ્રષ્ટિ કરી જોઇ. જોતાં વેંત

જ વિચાર થયો કે અરે !! આ હું શું જોઉં છું ? શું મારાં ચક્ષુ મને ભુલાવો તો ન ખવાડતાં હોય. આમ ધારી રૂમાલ વડે ચક્ષુઓ સાફ કરી જોયું. પણ તેનું તે દેખાયું. કાલે વન દેવ્યાના મકાનમાં અને અત્યારે આ મકાનમાં. આવા તરંગો કરૂં છું એટલામાં તો અંદર વિરામાસન પર ઉપસ્થિત થયેલ યુવતી બોલવા લાગી અને મારી તરંગ માળા તુટી.

“પ્યારા, હવે કવણ ઉપાય કરવો ! આજસુધી તો હું તમારી આગળ વદી શકી નહોતી પણ હવે સ્પષ્ટ કર્યા સિવાય ચાલે એમ નથી. ધારો કે કદાચ અત્યારે છુપાવીએ પણ અંતે માસે બેમાસે આબરૂ ઉઘાડી પડવાનો સંભવ.”

આટલી વાર્તા પરથી વાંચક સમજી તો

ગયા હશે કે એ દીવાનખાનામાં બે જણ એક પુરૂષ અને એક સ્ત્રી હતાં અને તેઓ બીજાં કોઇ જ નહીં પણ ગઇ કાલની રાત્રીએ પ્રવાસીએ દેવીના બાગમાં નીહાળેલાં પાપાચરણની પરિસીમાએ પહોંચેલાં ખંડેરાવ અને ગુલઝાર જ હતાં. તેમની વાતચિત પરથી તેઓ શા ભયમાં આવી પડયાં છે તે ધીમે ધીમે તમને જણાશે. આગળનો પરિચય હોવાથી તેઓનાં સત્યનામાભિધાનથીજ આપણી વાર્તા લંબાવીશું. તેઓ ગઇ કાલે પહેલાં જ મળ્યાં નહોતાં પણ લાંબી મુદતથી આમ ચાલી આવતું હતું જે આગળ ઉપર જણાશે.

ગુલઝારનાં બોલવાનો ઉત્તર આપતાં ખંડેરાવે પુછ્યું. "શું, તું ખરેખર કહે છે ! જો એમ જ હોય તો કાંઈપણ ઉપાય તો

કરવો જોઇએ. પણ હું સમજું છું કે તું તારી હમેશની રીત મુજબ હાસ્ય કરે છે.”

ગુલઝાર બોલી: “સાચું નહીં તો જુઠું !! શું તમને આવી ગંભીર બાબતમાં પણ જુઠું બોલી—હાસ્ય કરી છેતરવાની હતી ! મને તો લાંબો સમય થયાં વહેમ રહેતો હતો. પણ થશે કરી નાંખી મુકયું હતું. જુઓને આજે લગભગ દોઢ માસ તો થવા આવ્યો છતાં હજી * * * થયો નથી; તો હજીએ નહીં બોલું તો એક માસ પછી તો પકડાઇ આવ્યા વિના ના રહે. માટે મમ પ્રીયતમ એનો કાંઇ ઉપાય સત્વર યોજો.”

લાંબો વિચાર કરી ખંડેરાવ બોલ્યો: “પ્રીયા, ગભરાઇશ નહીં. એમાં વળી વિચાર શું કરવાનો ! ! તેતો ધારીજ મુકેલો છે. આવતી કાલે સવારે મારા મિત્રનો તાકીદનો પત્ર

આવ્યો છે એ બહાનાથી હું મોહપુરી જાઉં અને ત્યાં મારો એક મિત્ર ડાકટર છે તે એના ઉપાયો ઘણા સારા જાણે છે તેની પાસેથી દવા લઇ આવવું. જેનાથી ઝટ નીકાલ થાય છે; માટે ડરીશ નહી." વિચીત્ર ચાળા કરતી ગુલઝાર બોલીઃ "પેલો પીટ્યો 'તનુ જ' અહીંઆ એકવાર પણ આવી ગયો હોત ત્યારે તો કશી ચિંતાજ નહોતી પણ મુઓ એક વરસથી ગયો છે તે એકાદ સમય પણ આવી ગયો નહીં. નહીંતર ઉડાવવાને કારણ મળતે અને તેના ઉપર જ ઢોળતે. તેનાથી કાંઇ સટકી જવાવાનું નહોતું મને બહુ ધાસ્તી તો નથી. કારણ કે મારા પિતાને ત્યાંતો એવું ઘણી વાર બને છે. પણ " ચેતતા નર સદાયે સુખી" કે આબરૂ ઉઘાડી પડે નહીં."

ખુશી થતાં ખંડેરાવે કહ્યુંઃ "આહા!!

હૃદય રમણી, મારે માટે ગમે તે કરવાને તું જરા અચકાતી નથી. ખરેખર, તું મને તારા ગુણો વડે વિના મુલ્યે તારો દાસ બનાવી લે છે."

વળી કાંઇ વિચાર આવતાં બોલ્યો: "હૃદયેશ્વરી ! બીજો એક ઉપાય છે જો તને અનુકુળ આવે તો. તને મોહપુરી રહેવાની ગોઠવણ કરૂં. મારા 'રૂમ' ની પાસે જ તારે અને તેને માટે બીજો 'રૂમ' રાખીશું એટલે તારે મારે મળવાને પણ હરકત નહીં અને તેતો આખો દીવસ પાઠશાળામાં રહેશે. એટલે પછી ન્યુનતા શેની ! તેમ જ વળી ત્યાં ગમે તે ઉપાયો કરવાની પણ અડચણ નહીં."

જરા વિચાર કરી ગુલઝારે પ્રત્યુત્તર વાળ્યો "અરે એ બધું મારા ભાગ્યમાં કયાંથી !

તેમ થાય તો હું તો અત્યંત રાજી. પણ મુઆની મારી પાસે આવવાને છાતી નહીં; મારી સાથે પુરૂં બોલી પણ શકે નહીં; તો મને સાથે તો કયાંથી જ લઇ જાય. વળી બહાનાં કેવાં બતાવે છે કે અભ્યાસમાં અડચણ થાય. જુઓ તો ખરા, "મોટી ભણતરની પુછડી." કેવું ઘોળશે તે તો સઉ જાણે છે; છતાં મોટાઇમાંથી હાથ કહાડતો નથી. પૈસાદારનો પથરો તેથી પુજાય છે નહીંતર કોઇ ભાવ પણ ન પુછે. વળી ઘરમાંથી પણ બધાંની ના મરજી. એટલે મારી એકલીનું શું ચાલે !"

વળી ઉર્મીઓ ઉભરાતાં તે બોલી: "પણ પ્રાણેશ, તમે મોહપુરીથી કેટલા દીવસમાં પાછા પધારશો ! મને તો એક રાત્રી યુગ જેટલી લાંબી લાગશે".

"અરે ફક્ત સાત કે આઠ દીવસમાં." ખંડેરાવે પ્રત્યુત્તર વાળ્યો. "તારે ગભરાવું નહીં. હજી બહુ સમય છે. કદાચ દવા તૈયાર ન મળી આવે તો તેથી મોડું થાય તો પણ તારે ફીકર કરવી નહીં. બીજી બાબતે ઉપાય કરેલો છે એમ માની તારે શાંત્ત રહેવું."

"તમારાં બોલવાનો ગુઢાર્થ હું સમજી શકતી નથી" ગુલઝારે વધાર્યું "આ વખતના તમારાં બોલવાનો મર્મ કાંઈ જુદો જ હોય એમ જણાય છે."

એના પ્રત્યુત્તરમાં ખંડેરાવ ચુપ રહ્યો. હવે એ પ્રશ્નનો શું ખુલાસો આપવો તે ગોઠવતો લલાટે આંગળી ફેરવવા લાગ્યો; અને પોતાની કપટ કળાનાં દાવ ગોઠવવા વિચાર યંત્રણામાં યોજાએ. તેની મતલબ એ બહાને પલાયમાન થવાની હતી.

પછી તે સ્ત્રીનું ગમે તે થાઓ તેને આમ ચુપ થયલો જોઇ ગુલઝારનો વહેમ દ્રઢ થવા લાગ્યો અને લાંબો સમય સુધી જ્યારે કંઇ જ પ્રત્યુત્તર ન મળ્યો અને પોતે તેના વિચારો તેના મુખ પર થતા વિકારોથી પામી જતાં મોટા ગુસ્સાથી ગરજી ઉઠી; "હા, હા, તમે મને ફસાવી. હવે હું સમજી, એક જ-ગ્યાએ મારા વાંચવામાં આવ્યું છે કે:

"Sigh no more...Sigh no more
Men were deceivers ever;
One foot in sea, and one on shore,
To one thing constant never."

* * * *

તમે પણ તેમાંના જ છો વળી કહ્યું છે કે 'The youngmen's love does not lay in their heart but in their eyes.'

( 'યુવાન પુરૂષોનો પ્રેમ તેમનાં અંતઃકરણમાં વસતો નથી પણ તેમનાંચક્ષુઓમાં વસેછે.' ) એ વાકયની સત્યતા તમે જ મને આજ નિ-રૂપણ કરી બતાવી. અરે પ્રભુ ! ! હવે મારૂં શું થશે ! ! લોકોને હું શી રીતે મોં બતા-વીશ ! જે સ્ત્રી અને પુરૂષોને હું મુરખ કહી શેખી કરતી–તેમનો તીરસ્કાર કરતી–મારી હુશીઆરી બતાવતી,–સર્વ ગુણાલંકૃત હોઇ સતી–પતિવૃતા હોવાનો મિથ્યા ઢોંગ કરતી તેઓ હવે મને કેવાં કેવાં મેણાં મારશે ! હે દીનાનાથ પ્રભુ ! મારી લાજ સાચવવી–મારા ગર્વને નીસાવવો હવે તારા હસ્ત કમળમાં છે. હું તારી સમક્ષ દીન થઇ હસ્ત જોડી સજળ નયને દીન વદને પ્રાર્થના કરૂં છું. હા, પણ મારાં પાપનો ઘડો પુર્ણ ભરાયો છે જે હવે તને પણ કેમ દયા આવે. એક ઘડી પણ તારૂં

નામ સ્મરણ નહોતું કર્યું” આમ બોલી ડુસ્કે ડુસ્કે રડવા લાગી અને નયનોમાંથી ઝરતાં અશ્રુઓ ગુલાબી ગાલ પર થઇ નીચે સરકવા લાગ્યાં. રડતાં રડતાં પણ આ તુટક સ્વરે બો-લવા—ગાવા લાગી:

શાર્દુલ વિક્રીડીત વૃત.

રે રે ઇશ કૃપાનિધે, બહુ વિધે, પામું નહીં પાર હું,
માયા જાળ ત્યજી સ્વયં તવ પદે, આવું કૃપા ધાર તું;
જનમી પાપ અમાપ બાપ કીધાં, સર્વે જ નિવાર તું,
ટેકી સત્ય વિવેકી નેકી જનને, તાર્યા મને તાર તું.

*　*　*　*

કંઠનો સ્વર રૂદનમાં ભળ્યો અને તંબુરાના તારની માફક ફક્ત ઝણઝણાટ જ પ્રસરી રહ્યો આ વખતનું તેનું સ્વરૂપ ખરે નળ વિયોગી વનમાં વિખુટી પડેલી દમયંતીના જેવું ભાસતું હતું—તેના જ જેવો આબેહુબ ચિતાર આપતી હતી.

આ બધું નિહાળી આભો બનેલો ખંડેરાવ પોતાનાં આસનેથી ધીમે રહી ઉઠયો અને ગુલઝાર સમીપ જઇ આલીંગન દેતો ગુલાબી ગાલ પરનાં અશ્રુઓ લુછતાં, ચુંબન દેતો બોલ્યો, "અરે! રે!! પ્રીયા, મમ પ્રાણેશ્વરી, તું આ શું વદે છે. શું મારો આટલો બધો અણવિશ્વાસ!! કદી મેં તને એમ થવાને કારણ આપ્યું છે! નાહક વિલાપ કરી, તારાં સુકોમળ ગાત્રને કષ્ટ આપી શાને શિથીલ કરે છે. જો તારી મરજી હોય તો હું અહીંઆંથી

જ પત્ર પાઠવી તે દવા મંગાઉં. પણ વખતે ઘોંટાળો થાય તેથી હું જાતે જવાને કહું છું. વળી આ નગરીના ડાકટરો—વૈદો જોડે મારે પીછાન નહીં. તેમજ તેના પર વિશ્વાસ પણ કેમ રખાય. વખતે ઉઘાડું પાડે. માટે કહે, તારી શું મરજી છે !"

અકસ્માત તંદ્રામાંથી જાગૃત થઇ હોય તેમ સફાળી ચમકી ઉઠી ગુલઝાર બોલી: "દુષ્ટ! પાપી ! ચંડાળ ! ! દુર રહે. હવે મને વધારે વાર પાપના ખાડામાં પાડવાને યત્ન ના કર. મને બધું સુઝે છે. મારી આંખે માયાની અંધારી હતી તે હવે દુર થઇ છે. આ જગતમાં જન્મ લઇ કરેલ કર્મનાં ફળ નિશ્ચય ભોગવવાં પડે છે એમાં કશું અસત્ય નથી. તને પણ તેનાં પ્રતિફળ મળશે. વધારે બોલી મને કંટાળો ના આપ—કલુષિત ના કર.

તારૂં પાપી મુખ સંતાડ. પર સ્ત્રિનું પતિ-
વ્રત નષ્ટ કરનાર હીચકારા વ્યભીચારી કુ-
ત્તા ! ! તારા પર ફટ પડજો; તને ધીક્કાર
હજો. તારાં જ કર્મો તને અંતે ફસાવશે એ
સ્મરણમાં રાખ. ન્યાયી પ્રભુ આગળ તારો
ન્યાય થશે અને ત્યારે જ તારી દુષ્ટતા—અ-
ધમતા પ્રકાશતાં લોકો તને ફીટકારશે, તારા
મોં પર થુંકશે તે વેળાએ તું મારાં આ વ-
ચનો સંભારશે. અરેરે ! ! મોહમાં ડુલી સ-
ત્ય માર્ગનું ઉલ્લંઘન કરી અવળે માર્ગે દોરા-
ઇ—તેં મને પાપના ગારમાં નાંખી. અરે પ-
રમ કૃપાળુ પિતા ! ! મારી હવે શી ગતી
થશે પેલી દુષ્ટ ચાંડાળણી ‘ આરાસુરીએ ’
મને ફસાવી. નહીંતર આટલી બધી અધમ-
તાને હું પામી ન હોત. રાંડ ! દુષ્ટા ! !
તારૂં ઇશ્વર કેમ કરી ભલું કરશે. પર સ્ત્રી-

ઓને નીચ સલાહ આપી-લાલચમાં લલચાવી-ફોસલાવી અવળો માર્ગ ગ્રહણ કરાવે માટે તું તો ખરા ગુનાને પાત્ર છે”

વધુ વિફરતું કાર્ય અટકાવવાના મીષે ખંડેરાવ તેણીના કંઠમાં પોતાનો હસ્ત આરોપણ કરતો બોલ્યો. “તું શાણી થઇને શીદને ભુલે છે. શું તેં વાંચ્યું નથી કે ‘The course of love runs not smooth’ ( પ્રેમની પગથી કંટકમય છે.)”

તેનો હાથ તરછોડતી-દુર ખસતી ગુલઝાર સક્રોધ બોલી ! “કુલાંગાર ! દુર રહે. મને હવે અડક નહીં. તારી બુદ્ધિ હજી મલીન છે. પણ મને તો હવે નિર્મળ અરીસાની માફક બધું સ્પષ્ટ દેખાય છે. હજુ પણ ચેતતો હોય તો તને એચાર શબ્દો કહું છું તે સાંભળ:-

*रक्षःपतिर्जनकजाहरणेनवाली,
तारापहारविधिनासचकीचकोअपि॥
पांचालिकाप्रमथनान्निधनंजगाम,
तस्मात्कदापिपरदाररतिंनकुर्यात् ॥

* * * *

માટે રે આતતાયી ! હજી પણ તું સમજ. હું તો તને આ જગત્માં ન ફસાઉં પણ તારાં કર્મોજ તને ઉઘાડો પાડશે અને કોઇ ઠેકાણે એવી ખત્તા ખાશે કે જન્મભર તારાથી નીચેથી ઉંચું ન જોવાશે. માટે હજી પણ ચેત; અને ઇશ્વરથી ડરી કાંઇ સારાં કર્મ આચર કે તારાં પાપનો અંત આવે. હું તો અધમતાને પામી. મારી દશા તો શી થશે

* ટીકા—સીતાનું હરણ કરવાથી રાવણ; તારાને હરી લેવાથી વાળી; અને દ્રૌપદીની છેડ કરવાથી કીચક મરણ પામ્યો; તેથી કોઇ કાળે પણ પર સ્ત્રીની પ્રીતિ કરવી નહીં.

તે કલ્પી શકતી નથી. કારણ કે ઈશ્વર ન્યા-
યી છે. તે મને મારાં પાપની સખ્ત શિક્ષા ક-
રશે. પણ તારે માટે હજી સમય છે તો આ-
ગળથી ચેતી કાંઇક સુકર્મો કરવાનો આરંભ
કર. પેલી ચાંડાળણીને પણ સમજ આપ કે
એમાં કાંઇ સાર નથી. 'દરે દરે ઘો ન ની-
કળે: કોઇમાંથી મોટો ભોરીંગ નીકળી આ-
વશે.' આ સમયે મને યાદ આવે છે—મને
સ્ફુરે છે કે અમુક સ્થળે ઉપરોક્ત વસંતને
નિમ્ન લીખીત શ્લોકો પોતાના પરમ પ્રિય-
મિત્ર કૃષ્ણલાલને સમજાવતા સાંભળ્યા હુ-
તા, ને તે યથાર્થ છે. તત્સમયે તો મેં તેમ-
ના પ્રતિહાસ્ય કર્યું હતું પણ હવે તેની સત્ય-
તાની મને પ્રતિતી થાય છે. તે શ્લોકો તે
દુષ્ટા શંખણીને સંભળાવજે અને તું પણ મ-
નન કરજે.

[1]पतिर्हिदेवोनारीणांपतिर्बन्धु–पतिर्गति-
पत्यासमागतिर्नास्तिदैवतंवायथापति ॥

* * * *

વળી બીજા શ્લોકમાં કહ્યું છે:—

[2]भर्तादेवोगुरुर्भर्ता धर्मतिर्थ व्रतानिच,
तस्मात्सर्व परित्यज्य पतिमेकं भजेत्सती॥

* * * *

માટે સ્ત્રીઓના એ ધર્મમાંથી પતીત ક-
રવા યત્ન કરતી નહીં અને તું પણ હવે ક-
રીશ નહીં એવી મારી વિનંતી છે. મને તો
સારી પેઠે દેખાય છે કે હું એ પ્રમાણે વર્તી

---

૧ સ્ત્રીઓને પતિજ દેવ, સ્નેહી તથા ગતી છે.
ને તેના સમાન બીજી કોઇ ગતી નથી તથા દૈવ-
ત નથી.

૨ સ્ત્રીને પતિજ દેવ, ગુરૂ, પોષણ કરનાર, ધર્મ,
તીર્થ, તથા વ્રત, રૂપ છે માટે સર્વ છોડીને પતિની
જ સેવા કરવી.

નથી. વર્તી હોત તો મને આ સંકટ પડવાનું નહોતું. પાપની શિક્ષા મળવી જ જોઇએ અને તે મને મળી છે તો તે મુંગે મોંએ સહન કરતી હું સીધાઉં છું. આ મારા અંતીમ શબ્દો છે કે તું તારી ચાલ સુધારજે તથા નીચેના શ્લોકો તેનાં રહસ્ય સહીત પ્રકાશમાં મુકજે. મારૂં દ્રષ્ટાંત આપજે કે મારા જેવી બીજી સ્ત્રીઓને બોધરૂપ થાય.

*अभ्युत्थानमुपागतेगृहपतौतद्भाषणेनमृता ।
तत्पादार्पितदृष्टिरासनविधिस्तस्योपचर्यास्वयं॥
सुप्तेतत्रशयीततत्प्रथमतोजह्याच्चशय्यामिति ।
प्राचैःपुत्रिनिवेदितःकुलवधूसिद्धांतधर्मागमः ॥

---

* ટીકા—સારંગધર નીતિશાસ્ત્ર—સ્ત્રીએ પતિ ઘરમાં આવે ત્યારે ઉઠી ઉભાં થવું, ભાષણ કરવામાં નમ્રતા રાખવી, તેના ચરણમાં દ્રષ્ટી રાખી આસન આપવું, સેવામાં પોતે હાજર રહેવું, તેના સુતા પછી

"દુષ્ટ ! એ કુલવાન પુત્રીના ધર્મ કહ્યા છે, વળી—

§ भर्तुःसमक्षमपितद्वदनंसमीक्ष्य,
वाच्योनजातुशुभगेपरपुरुषस्ते.
किंवाच्यएवरहसीतितवोपदेश,
शंकावधूपुरुषयोःक्षययेत्विहार्दम् ॥

*   *   *   *

---

સુવું, અને પહેલાં ઉઠવું, હે પુત્રી ! એ પ્રાચીન પુરૂષોએ કુલવાન્ પુત્રીના ધર્મનો સિદ્ધાંત કહ્યો છે.

§ શંકરદિગ્વીજય, સર્ગ ૩ શ્લોક-૭૩.—હે સુંદર ભાગ્યવાળી પુત્રી ! સ્વામીના સમક્ષમાં પણ પર પુરૂષની સાથે તેનું મુખ જોઇને તારે કોઇ વખત બોલવું નહીં તોપછી તારે અન્ય સાથે એકાન્તમાં બોલવું જ કયાંથી, અર્થાત બોલવું જ નહીં. એજ અમારી તને શીખામણ છે (કેમકે તેથી તારા પર શંકા થઇ આવે છે) અને તેવી શંકા પતિ પત્નીની વચ્ચે સ્નેહનો નાસ કરનારી છે.

હે ભાગ્યવાળી પુત્રી ! માટે પર પુરૂષ સાથે કદી ભાષણ ન કરવું. વળી—

*धवेपरोक्षऽपिकदाचिदेत्सुगेहंतदीया अपिवा महान्त ।
तेपुजनीयाबहूमानपूर्वंनोचेन्निराशाःकुलदाहकाःस्युः

આ શ્લોકોનું રહસ્ય ખરે મનન કરવા યોગ્ય છે; તે પ્રમાણે વર્ત્તન કરવું વા નહીં તે મનુષ્યની મરજી ઉપર છે. છતાં મારે કબુલ કરવું જોઇએ કે જો એ મુજબ વર્ત્તે તો દંપતિ અવશ્ય સુખી થાય.'' આટલું બોલી

* શ્લોક–૭૫. સ્વામિ ઘેર ન હોય ત્યારે કદાચિત તેના ગુરૂજનાદિ અથવા મિત્ર સગાં આદિઆવે તો તેમને તારે બહુ માનસર આદરસત્કાર કરવો, કેમકે જો તેમને તેવી રીતે આદર કરવામાં ન આવે તો તેઓ નિરાશ થઇને કુળનો નાશ કરનાર થઇ પડે છે.

પોતાના જમણા હસ્તની ટચલી આંગળીએ પહેરેલી હીરાની મુદ્રા પોતાના મોંમાં મુકી ચુસવા લાગી. થોડો સમય વ્યતીત થયો નહીં એટલામાં મણીમાં અદૃશ્યરૂપે રહેલાં હળાહળે પોતાની સત્તા તે તરૂણ યુવતીનાં ગુલબદન પર કરવા માંડી. તે સાથે તે જે સ્થળે ઉભેલી હતી ત્યાંથી બે ત્રણ પગલાં પાછળ હઠતી લથડીઉં આવવાથી ધબ દઇને ગાલીચા પર ચત્તીપાટ પડી.

આ સઘળું સાંભળી તથા નીહાળીને બંડેરાવ તો સડકજ થઇ ગયો. તેને તો આ બનાવ સ્વપ્નાં સમ ભાસ્યો. એક ઘડીમાં શુંનું શું થઇ ગયું. અને હવે શું કરવું તે પણ તેને સુઝયું નહીં. છેવટે વિચાર કરતાં યુવતીએ કહેલ શબ્દો તદન સત્ય છે એમ તેને લાગ્યું. પોતાને હસ્ત સ્પર્શ કરવાનો

પણ હવે અધિકાર રહ્યો નથી, આમ ધારી ત્યાંજ ઉભો રહી તે બોલ્યોઃ "તું સીધાવી. તારાં કર્મો તને ફળ્યાં. હું તારો સહચારી તો મને પણ એ પ્રમાણે જ થવાનું. અરે પરમેશ્વર!! હું રંક છું, પામર છું તો મારી વહારે ધાજે. હવેથી હું સદવર્તને વર્તવાના સખ્ત સોગન લઉં છું. મેંજ એને મારી દુષ્ટ ધારણા પાર પાડવા ફસાવી. યુક્તિ પ્રયુક્તિ ઓ રચી. તો હવે અંતીમ વ્યવસ્થા પણ મારેજ કરવી. હારો ચુશી આપઘાત કરવાને પ્રયત્ન કર્યો. આતો વળી મોટી ફાંસી માટે હવે એની જેમ બને તેમ જલદી સંભાળ લેવી જોઇએ અને એને મારા પર વિશ્વાસ ઉપજે એવી રીતે વર્ત્તવું, મેંજ અનર્થ કર્યો. મારી હિંમત ન રહી અને પલાયનનો વિચાર કર્યો. તે એ પામી ગઇ અને તેનું આ

પરિણામ નીવડ્યું. મારે મારી ભુલ સુધારી હવે વર્ત્તવું જોઇએ". થોડો સમય અટકી પાછો દીનવદને જાણે શ્રોતાઓને સંબોધન કરતો હોય તેમ બોલવા લાગ્યો: "આર્ય જનો ! ! આવું નિંદીત કાર્ય કોઇપણ માણસે કદી ન કરવું. પર ત્રીયાના સંસર્ગથી કેવાં ફળ પ્રાપ્ત થાય છે, તે મેં ચાખ્યાં, ચાખું છું અને ચાખીશ ! પર સ્ત્રીની પ્રીતીથી હમેશાં માઠાં ફળ ઉત્પન્ન થાય છે, ને તે અણી વખતે સ્વહિત ઇચ્છી પોતાના દિર્ઘ કાળ સુધીના પ્રેમનો પરિત્યાગ કરતાં જરા પણ અટકતી નથી. માટે હે આર્ય બંધુઓ! ! જેને દુનીઆમાં દીર્ઘકાળસુધી જીવવાની ઇચ્છા હોય, તેણે કદી પણ પરદારા સેવન ન કરવું. સ્ત્રી કોઇની થઇ નથી અને થનારી નથી. એ નિર્વીવાદ વાકય હંમેશ સ્મૃતિમાં રાખજો".

આટલું બોલી ધીમો પડયો અને પછી ગુલઝાર સમીપ આવ્યો. આવતાં માલમ પડયું કે હુજી ઝેરની અસર બહુ થઈ નહોતી અને શ્વાસોચ્છ્વાસ ચાલે છે, તેથી સત્વર ઉપાય કરવો ધારી; કપડાં પહેરી ઉતાવળથી દ્વાર ઉઘેડી ડાકટરને ઘેર ગયો. આ વખતે પ્રવાસી તો એક ખુણામાં છુપાઇ જ ગયો હતો. ખંડેરાવના ગયા પછી દીવાનખાનાંમાં ધડકતે હૃદયે પ્રવેશ કર્યો. ગુલઝાર પાસે જઇ સ્પર્શ કર્યા વિના તે તારૂણીને અવિલોકી તત્પશ્ચાત થોડો વાર વિચારમાં પડી નીહાળી રહ્યો. ચક્ષુમાંથી એક બીંદુ સરકયું, ગાલપ-ર થઈ નીચે ટપકીને યુવતીનાં કોમળ અંગ સ્થાન પર ઉપસ્થીત થયું. દીવાનો પ્રકાશ મળવાથી ખરે તે એક મુક્તાની માફક પ્રકાશ્યું. આખરે વધારે વખત ત્યાં રહેવું અયો-

ગ્ય અને અસલાહ્કારક ધારી છેવટની નજર નાંખતો બહાર નીકળી રસ્તે પડયો. તે સ્ત્રી સારી થઇ વા નહીં તે હું જાણતો નથી; તેની વર્ત્તણુક, સારી થઇ હોય તો, હવે કેવી છે તે કહી શકતો નથી જે આગળ ઉપર જણાશે. એ સર્વ કોઇવાર ફરી પ્રવાસે જઇશ ત્યારે ખસુસ કરી તેની તપાસ કરતો આવીશ પ્રીયવાંચક, તેટલો સમય ધીરજ ધર. સમય રંગ મળશે તો પ્રભુ તે મનઃકામના પુર્ણ કરશે.– અસ્તુ.

* * * *

## ઉપસંહાર.

*यस्मिन्यथा वर्ततेयो मनुष्यः,
स्तास्मिंस्तथावर्तति तव्यं सधर्म ॥

* * * *

* વિદુર નીતિમાં–ટીકા–જેને વિષે જે મનુષ્ય



વીન અનુભવ લેવા નીકળેલા પ્રવાસીને નવીનજ અનુભવ થયો. ઉપરોક્ત બનાવે તેનાં સરળ હૃદયમાં એટલી બધી ઉંડી અસર કરી કે સરોવરના કાંઠા પર ચંદ્રના અસ્ત સમય સુધી એજ વિષય પર તરંગો કરતો બેસી રહ્યો. જ્યારે ચંદ્ર શીતળ અમી દ્રષ્ટી ફેંકતો તેની દ્રષ્ટિની સીધી લીટી પર આવ્યો ત્યારે તે જગ્યાએથી ઉઠી આજે પણ મોડું થયલું છે આમ સમજી પુજારીના મંદીરે ન જતાં ધર્મશાળામાં પોતાના મુકામે ગયો વાળુ કરેલું હતું તેથી જતાં વેંત બીછાનું બીછાવી સુતો પણ નિંદ્રા દેવીની કૃપા થઈ નહીં અને વિચાર સા-

---

જેવી રીતે વર્ત્તે તે પ્રમાણે તેણે તે મનુષ્ય પ્રત્યે વ-ર્ત્તવું એ ધર્મ છે.

ગરનાં અગાધ તરંગો પર હીંચકાવા લાગ્યો. તેનું મન ચકડોળે ચઢયું. નાના વિધના વિચારો સ્ફુરવા લાગ્યા: "અરે! મારી ભારતીય માતા!!! તારી ઉન્નત દશા તને કયારે પુનઃ પ્રાપ્ત થશે! જ્યાં આગળ નિરંતર આવાં ઢીંગલા ઢીંગલીઓનાં લગ્નની માફક બાળક અને બાળકીઓ લગ્નની ગાંઠથી જોડાય છે—બળાત્કારે પરણે છે તો તે દંપત્તિમાં વિશુદ્ધ પ્રેમ તો કયાંથીજ જાગે! ખરૂં લગ્ન કોને કહેવું જોઇએ! 'કયી બુદ્ધી કયા હૃદયને પુજે છે, કીયું હૃદય કયી બુદ્ધિને ભજે છે એ જાણવામાંજ નરનારીનાં લગ્નનો અર્થ થઇ રહે છે. લગ્ન ગ્રંથીથી જોડાયલાં બુદ્ધિ અને હૃદય પુજ્ય અને પુજક થઇ જાય છે, એમનો નિરંતર સહચાર જ રહે છે. વિચાર અને આચારનું ત્યાં ઐકય જ વર્ત્તાય

છે. એમ નથી થતું ત્યાં વ્યભિચાર ઉદ્ભવે છે. બુદ્ધિ અને–હૃદય, વિચાર અને આચાર જુદાં જુદાં જ રહે છે; તે ખરૂં લગ્ન થયું કહેવાયજ નહીં.” માટે રે મારા સ્વદેશી બંધુઓ ! ! તમારી પુત્રીઓનાં લગ્ન તેમની યોગ્ય વયે, બુદ્ધિનો પરિપાક થયે યોગ્યવરની સાથે કરો. કજોડાંથી શું અનિષ્ઠ થાય છે તેનું દ્રષ્ટાંત આ પુસ્તકમાં તાજુંછે, માટે કાંઇ ચેતો અને શાસ્ત્રે ફરમાવેલી નીતિ મુજબ વર્ત્તો, તો જ કાંઇ દેશોન્નત્તિ થશે–અધમ દશામાંથી ઉન્નત દશાને પામશો. દંપતિઓ વચ્ચે ખરો પ્રેમ કોને કહેવો ! સુપ્રસિદ્ધ ઇંગ્રેજ કવી લોર્ડ બાઇરન પોતાના કાવ્ય ગ્રંથમાં એક સ્થળે ‘પ્રેમ’ વિષે લખે છે:—

“હા પ્રેમ છે નિર્મલ દિવ્ય જ્યોતિ,

જ્વલંત, બક્ષિસ ખુદાઇ પામે;
સ્ફુલિંગ એ અગ્નિ તણો અખંડ
મનુષ્યને દુર્લભ એ ફિરસ્તા.
ભુલાવીને ક્ષુલ્લક વાસના ગણો,
ઉચ્ચાભિલાષી મનને બનાવે;
ભક્તો ગણે વિશ્વથી સ્વર્ગ ભિન્ન,
પ્રેમીનું પૃથ્વીજ તથાપિ સ્વર્ગ.
શી ભાવના ઉન્નતને વિશુદ્ધ !
કરે વિચારો અપવિત્ર દૂર;
છે પ્રેમ તો ઇશ્વરનો જ અંશ,
આત્મા તણો વિસ્તૃત તેજ પુંજ.

* * * *

આ કવીતા સહસાજ મનમાં બોલાઇ. ધીરે ધીરે મનનો આવેશ વધ્યો; વધતાં જ બીછાનાંમાંથી બેઠો થઇ કાગળ પર તે કવીતાનો અન્વય ટપકાવ્યો. લખી વાંચી જો-

ઇ. વાંચી રહસ્ય સમજ્યો. તેનો અનુભવ હૃદયમાં ઠસાવવા લાગ્યો. શાંતા ન વળતાં ફરીથી ગંભીર ઉચ્ચ સ્વરે ગાઇ. કાગળ ગજવામાં મુકી બોલવા લાગ્યો કે "અરે! સ્મૃતીકારે લગ્ન સમયે કન્યાની વય સોળ અને પુરૂષની વય પચ્ચીસની રાખી છે તે યોગ્ય જ છે. પણ મારા આર્ય ભાઇઓએ સ્વ સ્વાર્થને ખાતર વા અજ્ઞાનના અભાવે હદ છોડી અને બાળલગ્નનો આરંભ કર્યો. તેનાં પરિણામમાં આવાં કજોડાં રચાયાં. ફળ તરીકે વર્ણશંકર પ્રજા ઉત્પન્ન થવા લાગી. આ પુસ્તકનું છેવટ હવે એટલું જ કહીને લાવીશ કે રે મારા સ્વદેશી બંધુઓ ! ! તમારી આગાઢ નિંદ્રામાંથી હવે જાગ્રત થાઓ અને આપણા સનાતન વેદ ધર્મશાસ્ત્રે ફરમાવેલી નીતિરીતી પ્રમાણે વર્ત્તો કે કાંઇક સુખનો સૂર્ય ઉદય પામે. અસ્તુ.

# છેવટ વિજ્ઞપ્તિ.

## શાર્દુલ વિક્રીડીત વૃત્ત.

આર્ય રીતી વધારજો વિભૂવરા, શાંતિ સદા
આપજો;
અન્યોઅન્ય પ્રીતી વધો જગતમાં, વિઘ્નો
તમે ટાળજો.
થાજો ઇચ્છીત કામના પૂરણ તો, આયુષ્ય
વાધો અતિ;
પામો સુખ અનેક હે પુરપતિ, સુખી રહો
દંપતિ.

*　　*　　*　　*

આટલું કાવ્ય રચી બીછાનાં પર પોઢયો. પોઢતાં જ મનની વૃત્તિઓ ધીરે ધીરે અવસન્ન થઇ ગઇ અને આવો લાગ જોઇને નિંદ્રાદેવી છુપી રીતે તેની આંખમાં પ્રવેશ થઇ; અને આંખના દરવાજા બંધ કરી દીધા.

દ્દીવસે થયેલ શ્રમથી આખી રાત સારી રીતે ઉંઘ્યો. સવાર પડતાં જ નીત્ય કર્મથી નિવૃ-ત્ત થઈ નગરીની પોલીસ ચોકી પર જઇ વાર્તામાં વર્ણાયલા રંગીલા વસંતનું સ્થાન પુછ્યું. એક માણુસને પૈસા આપવાના કરી રસ્તો બતાવવા સાથે લીધો અને તેના આ-શ્રમે ગયો. જતાંજ "ગુણથી ગુણ મળતા જગત્માં" તદ્દવત્ એક રૂપતાને પામ્યો. થ-યલા અનુભવથી અભિજ્ઞ કર્યો અને તે અભિ-જ્ઞાનના પરિણામે આ વાર્ત્તા લખાઇ. અસ્તુ.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



## જાહેર ખબર.

# "ષડ્રીપુ પ્રહસન"

નામનું આશરે ૧૫૦ પાનાનું મોટું દ-ળદાર પુસ્તક પાંચસો ગ્રાહક થયેથી ટુંક મુદતમાં આ પુસ્તક કર્ત્તા તરફથી બહાર પાડવામાં આવશે. એ પુસ્તકમાં મહાન ગ-ણાતા છ શત્રુઓ—કામ—ક્રોધ—લોભ—મોહ—મદ અને મત્સર—ને પરિવશ થયેથી મનુષ્યને કે-વાં કેવાં સંકટ સહન કરવાં પડે છે તેનો આ-બેહુબ ચિતાર આપવામાં આવ્યો છે. નીતિ તથા ધાર્મીક વિષયનો પણ પ્રસંગે સમાવેશ: કરેલો છે વાંચનારનાં મગજને કંટાળો ન છુટે માટે દરેક પ્રકરણ જોડે સંબંધ રાખના-રાં નીરાળાં હાસ્ય રસનાં પ્રકરણો પણ જોડ-

વામાં આવેલાં છે. પુરાં પાંચસો ગ્રાહક થ-
યેથી સત્વર પ્રકાશમાં મુકવામાં આવશે. જો
એ પુસ્તકનાં ધારેલાં ગ્રાહકો ઝટ થશે
તો તે સાથે એ પુસ્તકના લેખકની લેખીનીથી
લખાયલું

# "અમરસીંહ"

નામનું રસીક નૉવેલ પણ બહાર પાડવામાં
આવશે. દરેક પુસ્તકની કીંમત રૂા. ૧) રાખી
છે. છતાં બંને પુસ્તક સાથે રાખનારને ફકત
રૂ. ૧॥ માં આપવામાં આવશે. પોસ્ટેજ જુદું.

આશા છે કે વાંચકવૃંદ તરફથી સ્તુત્ય
આશ્રય મળશે. પત્ર વ્યવહાર નીચેને સર-
નામે કરવો.

વસંતલાલ ડી. નાયક.
અબ્રામા
પોસ્ટ અબ્રામા.

# ઘેલછા ઉત્પન્ન કરે એવાં દરદો.



જ્ઞાનતંતુની નબળાઇ, કામોત્તેજક ભાગોનું અશક્તપણું સ્મરણ શક્તિનો નાશ, અભ્યાસ કરવાનો તેમજ કંઇપણ કામ કરવામાં અણગમો, શક્તિનો નાશ, શરીરનું ઘસાઇ જવું, નબળાઇથી આંખોના તેજમાં ઘટાડો, વગેરે દરદો વિષે જો બેફિકરાઇ રાખવામાં આવે તો તેથી માણસો છેવટ ઘેલા બની જાય છે પણ એ દરદો મટાડવાનો તેમ તે ન થવા દેવાનો માત્ર એકજ ઉપાય છે અને તે આતંક નિગ્રહ ગોળીઓ.

નબળા બાંધાના માણસોનાં શરીર દૃઢ કરવાં, પેસાબ વખતે થતા ધાતુપાતના દરદને મટાડવું, નપુંસક જેવા બનેલા પુરૂષોને

મર્દ પુરૂષત્વ આપવું એ આ આતંક નિગ્રહ ગોળીઓના ખાસ ગુણો છે. સંસાર સુખ ભોગવવાને અશક્ત થએલાઓએ એ ગોળી અવશ્ય ઉપયોગમાં લેવી જોઇએ.

## આતંક નિગ્રહ ગોળીઓ.

ઉપર જણાવેલા પોતાના ખાસ ગુણો ઉપરાંત, નબળી પડેલી પાચન શક્તિને સુધારી સારી ભૂખ લગાડે છે, દસ્તની કબજીયતને કાપી નાંખે છે, પેટ સાફ લાવે છે, જુવાનીને ટકાવી રાખે છે, પ્રમેહ તથા પ્રદરનો નાશ કરે છે. અને શરીરને તમામ તંદુરસ્ત બનાવે છે.

કિંમત ૩૨ ગોળીની ડબી ૧ નો રૂા. ૧ એક.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.
આતંક નિગ્રહ ઔષધાલય.
હેડ ઓફીસ—જામનગર—કાઠિયાવાડ.

## બ્રાંચ ઓફીસો.

| બ્રાંચ નં. ૧ | બ્રાંચ નં. ૨ | બ્રાંચ નં. ૩ |
|---|---|---|
| મુંબઇ | કલકત્તા | પૂના-સીટી. |
| કાલબાદેવીરોડ | હેરીસનરોડ | બુધવારપેંઠ |
| બ્રાંચ નં. ૪ | બ્રાંચ નં. ૫ | |
| વડોદરા | અમદાવાદ | |
| રાવપુરા | રીચીરોડ-જુમામસીદ | |

# તપખીરના શોખીનોને ખુશ ખબર.



વિશાળ નર્મદાના પેટામાં આવેલી 'બેટ'ના નામથી ઓળખાતી જમીનમાં ઉગાડવામાં આવતા ઉંચા કડક તંબાકુની સુંદર ગુલાબી સર્વોત્તમ તપખીર માથાંનો દુખાવો એકવાર સુંઘવાથી તુરત દુર કરી મગજને ઠંડક આપવાની સાથે હલકું રાખે છે તથા આંખે ઠંડક રાખે છે નાકના રોગો જેવા કે નસકોરી ફૂટવી વગેરેને દુર કરે છે. કીંમત શેર એનો રૂપીઓ એક. એકવાર મંગાવી ખાત્રી કરો. છુટક તથા જથાબંધ પણ મોકલવામાં આવે છે. બહાર ગામ માટે એજન્ટો જોઇએ છે ફક્ત બે આનાની ટીકીટો

બીડવાથી નમુનો મફત મોકલવામાં આવે છે. પત્ર વ્યવહાર નીચેને સરનામે

ગુલાબી તપખીરના એકલા બનાવનારા

ધી ફ્રેન્ડલી ટૉબેકો કમ્પની.

ઠે. ચામુંડા માતાની પોળ—અમદાવાદ.

---